# વુમન્સ ઇન્ડીયન એસોસીએશન.

વુમન્સ ઇન્ડીયન એસોસીએશનની સ્થાપના ૧૯૧૭ ના મે માસની આઠમી તારીખે મદ્રાસ પાસે આવેલા અડીયાર ગામમાં થઇ હતી. અને આજ તેના આશરે ત્રણ હજાર સભાસદો છે. આ સ્ત્રીમંડળનું કાર્ય ધાર્મિક પાયા પર રચાયલું છે અને ધારાસભાઓ દ્વારા રાજકિય હકકો માટે ચળવળ ચલાવે છે. હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં એની શાખાઓ ઉઘાડવામાં આવી છે અને તેમાં ગુજરાતમાં હાલ અમદાવાદ ભાવનગર, મુંબઇ, સુરત તથા નાંદોદમાં એની શાખાઓ કાર્ય કરે છે. ડૅા. એનીબેસન્ટ આ મંડળના પ્રમુખ છે તથા મીસીસ ડોરોથી જીનરાજદાસ એના ઉપ પ્રમુખ છે. આ મંડળ તરફથી એક અંગ્રેજી માસિક પણ નીકળે છે અને તેનું નામ **સ્ત્રીધર્મ** છે. તેનું લવાજમ મેમ્બરો માટે વાર્ષિક રૂ. બે તથા અન્ય માટે રૂ. ૪ રાખવામાં આવ્યું છે.

## આ મંડળના હેતુઓ.

**(૧) સ્ત્રીવર્ગને ભારતવર્ષની પુત્રીઓ તરીકેની તેમની ફરજો સમજાવવી.**

**(૨) હિંદનું ભવિષ્ય મૂખ્યત્વે કરીને તેમના હાથમાં રહેલું છે એમ તેમને સમજાવવું કારણ કે પત્નિઓ અને માતાઓ તરીકે હિંદના ભાવિનેતાઓનુ ચારિત્ર ઘડવાનું અને તેમને કેળવવાનું કાર્ય તેમને શીર રહેલું છે.**

**(૩) મ્યુનીસીપાલ કાઉન્સીલોમાં તેમજ ધારાસભાઓમાં પુરૂષો જેટલાજ હક્કો સ્ત્રીઓને પણ મળે તે માટે પ્રયાસ કરવો.**

**(૪) તથા સ્ત્રીઓને પણ મ્યુનીસીપાલ કાઉન્સીલ તેમજ ધારાસભાઓમાં ચુંટાવાનો હક્ક મળે તે માટે પ્રયાસ કરવો.**

## મુદ્રિકા



યોગેન્દ્રપ્રસાદ એક વિદ્વાન અને ચારિત્રશીલ સજ્જન હતા અને એમના જીવનની તારીફના કેટલાક પ્રસંગો સાંભળ્યા પછી હું એમને મળવા ગયેલો. તેને અંતે અમારા વચ્ચે મૈત્રીનો સંબંધ શરૂ થયો હતો. તેઓ સ્નેહાળ અને જ્ઞાની હતા એટલુંજ નહિ પણ સર્વ-ગુણસંપન્ન હોવાને લઇને લોકો એમને 'મહર્ષિ'ના નામથી ઓળખતા.

પછી વસંતની એક સુંદર સાંજે હું એમને ત્યાં મળવા ગયો ત્યાં એમને એક ચારિત્રહીણ સ્ત્રીની સાથે બેઠેલા જોઇ હું વિચારમાં પડી ગયો. પણ મ્હને નીહાળતાની સાથેજ તેઓ બોલી ઉઠયા: 'આવો રમેશચંદ્ર ! તમને જોઇ હું અત્યંત ખુશી થાઉં છું' એટલે સાવધ થઈ મ્હેં મ્હારૂં સ્થાન લીધું 'અને આ તો મુદ્રિકા છે.' કહી બાકી હતું તે એમણે પુરૂં કર્યું.

'મુદ્રિ, ઘણીવાર ત્હારી આગળ મ્હેં રમેશચંદ્રની વાત કરી છે; તેજ આ સદ્‌ગ્રહસ્થ' પછી તેમણે મુદ્રિકાને મ્હારી પીછાણ કરાવનાં કહ્યું.

'એમને જોઇ હું અત્યંત ખુશી થાઉં છું' સ્મિતભર તેમણે જવાબ આપ્યો.

દશેક મિનીટ વાતોમાં પસાર થઇ હશે એટલામાં મુદ્રિકાએ જવા માંડ્યું; એટલે મ્હારા મિત્ર ઉઠી બારણા સુધી એને વળાવવા ગયા. પાછા વળતાં તેઓ સસ્મિત મુખડે બોલ્યા: 'દીસે છે એટલું બૂરૂં જ હોતું નથી. મુદ્રિની પ્રકૃતિનો અભ્યાસ કરવા જેવો છે. કોઇ પણ કારણસર એને મળવાની તક હું ગુમાવી શકતો નથી.'

પણ એટલું તો ખરૂંજને કે એ તમારી સાથે પ્રેમમાં છે–મ્હેં સ્હેજ કટાક્ષમાં કહ્યું.

હા, ઠીક—સભ્યતાથી એમણે જવાબ આપ્યો–એ માનથી કદાચ એ મ્હને વિભુષિત કરતી હશે. ગમે તેમ પણ મનુષ્યના વિકાસને માટે પ્રેમ એક અગત્યનું તત્વ છે.

સ્ત્રી પુરૂષો પરસ્પર પ્રેમમાં પડવાથી એક બીજા માટે ઘણુંજ કરી શકે છે. જીંદગીને ઉન્નત કરવાનો એ એક સુંદર માર્ગ છે. જ્યાં પરસ્પર પ્રેમ છે ત્યાં સેવાની સુવર્ણ તકોની પણ અછત નથી. મહર્ષિએ ઉમેર્યું.

ત્યારે તમે મુદ્રિકાને સદ્‌માર્ગે લાવવા મથો છો, એમને ? તમે ધારો છો કે તમે એને સમજાવી શકશો ?–મ્હેં પ્રશ્ન કર્યો.

વખત આવે એને સમજાવવી પણ નહિ પડે. એ પોતે જ પોતાની મેળે સમજી જશે-તેમણે જવાબમાં કહ્યું.

એ તો વિચિત્ર વાત છે ! એવી સ્ત્રીઓ કાંઇ ચપટી વગાડતાંમાં કે 'છુમંતર' કરવાથી સુધરી જાય નહિ–મ્હેં કહ્યું.

અને એનાં બે કારણો છે. એક તો સમાજ બીલકુલ ઉદાર નથી. એમના હલકા ધંધા છોડવાની રજા જ સમાજ ક્યાં આપે છે ? એકવાર કોઇ બાળા અવળે માર્ગે ગઇ કે પછી તે સમાજ બહાર અને તેને જ અંગે તે પોતાનું વર્તન સુધારી શકતી નથી. વળી અપરાધની ક્ષમા ન આપવી એ પણ ખોટી નીતિ છે. જો કોઇ અનાચાર સુધારવો હોય તો આપણે તેને માફી આપવી જોઇએ, પણ સમાજ તો આવી 'ભ્રષ્ટ' સ્ત્રીઓને ક્ષમા શેની જ આપે ! પછી એણે તો બીચારીએ કાં તો ભુખે મરવું કે ગ્રાંટરોડની સફેદ ગલીમાં દુકાન માંડવી–એ શિવાય બીજું કાંઇ છે !

અને બીજું કારણ કહેશો—મ્હેં આતુરતાથી પુછ્યું.

બીજું કારણ તો જવલ્લે જ હોય છે, તે ઝટ જણાઇ પણ આવે–અને તે શીયળનો અભાવ.

ત્યારે મુદ્રિકા કઇ પંકિતમાં આવે ?—મ્હેં પુછ્યું.

બીજી પંકિતમાં, છતાં એનો આત્મા સુંદર છે. એણે ઘણી ચાહના બતાવી છે–તે સ્હેજ હસતાં હસતાં બોલ્યા.

વાતમાં મ્હને રસ પડવા લાગ્યો એટલે મ્હેં એમને મુદ્રિકા વિષે અને પોતે એને કેવી રીતે સુધારવા માગે છે–તે પુછ્યું.

મુદ્રિકાનો સ્વભાવ સ્નેહાળ છે અને તે પોતાનીજ કમાણીમાંથી પોતાની એક વિધવા કાકી તથા તેનાં બચ્ચાંઓનું ગુજરાન પણ કરે છે. વળી પોતાના આશકોને પોતાની મધુર વાણીના પ્રભાવે કરી મદિરા જેવી ખરાબ લતોમાંથી છોડાવે છે. પોતાનો ધંધો જો કે હલકો છે છતાં એમાં બને એટલું શુભ કરવા એ પ્રયત્ન કરે છે–આટલી પ્રસ્તાવના પછી તેમણે આગળ ચલાવ્યું–એટલું જ નહિ પણ જો પોતાના દુર્ગુણોનો ઉપયોગ કરી કોઇ સદ્દગુણો સંપાદન કરતું હોય તો મુદ્રિકા તેનો એક નમુનો છે. મનુષ્યો જો આ સિદ્ધાંત સમજે તો તેઓને પોતાની નિર્બળતા પાછળ શક્તિનો વ્યર્થ ખર્ચ કરવો ન પડે; એટલું જ નહિ પણ પોતાની ખામીઓના ક્ષેત્રમાં તેઓ ઘણા સદ્દગુણો લાવી શકે અને તેને અંગે દુર્ગુણો દૂર થઇ જાય. તેથી જ હું કહું છું કે મુદ્રિકાને પોતાનો ધંધો છોડાવવામાં સમજાવવી નહિ પડે.

તમે કોઈ બાહોશ નીતિશાસ્ત્રી જણાવ છો–પ્રશંસા કરતાં હું બોલ્યો.

પણ દુનિયા તો મ્હને અનીતિશાસ્ત્રી જ કહેશે–તેમણે હસતાં

હસતાં જવાબ વાળ્યો. સદ્દગુણ એજ સદ્દગુણનો બદલો છે એમ લોકો માને છે પણ મહા દુઃખ તો એજ છે કે તેઓ નથી મેળવતા તે સદ્દગુણ કે નથી મેળવતા તે બદલો. તેઓ પોતાની લાગણીઓનો નાશ કરે છે, જ્યારે ખરી રીત તો તેને વિકૃત કરવાની છે. લાગણીઓ નાશ કરે પછી રહ્યું શું ? માટે જ હલકી લાગણીઓને વિકૃત કરવી જોઇએ કે જેથી જીવનમાં આનંદ આવે—માણસ દારૂ પીવો બંધ કરે એજ બસ નથી; દારૂ પીવાની ઇચ્છાજ ન રહેવી જોઇએ. નહિ તો એ જ ઇચ્છા કોઇ બીજી લતમાં વળશે. માટે જ હલકી ઇચ્છાઓને સ્થાને ઉંચી ઇચ્છાઓ રાખો કારણ કે ઉચ્ચ ઇચ્છાઓ નીચ ઇચ્છાઓ કરતાં વધુ સુખ આપનારી છે. તમે રાતના બાર વાગ્યા સુધી કોઇ દારૂના પીઠામાં જવા કરતાં અહીં મ્હારી સાથે ફીલસુફીની વાતો કરવામાં આનંદ માનો છો, એનો અર્થ એ જ કે ફીલસુફીના સુખ આગળ દારૂમાંથી મળતા સુખને તમે જતું કરો છો. તમને દારૂ કરતાં ફીલસુફી વધારે આકર્ષક છે તેથી જ એ ત્યાગમાં તમને દુઃખ જણાતું નથી.

પણ હું તો જાણતો હતો કે ત્યાગ એટલે જ દુઃખની અવધી. માત્ર વગર વિચાર્યો ત્યાગ જ દુઃખ નીપજાવનારો હોય છે કારણ કે તે ત્યાગ કાર્યનો જ ત્યાગ છે—ઇચ્છાનો નહિ. પણ જ્યારે ઇચ્છાઓ જ આકર્ષણ કરી શકે નહિ ત્યારે ખરો ત્યાગ થયો ગણાય અને તેથી જ તે સુખકર છે. દ્વેષ કરતાં જેમ પ્રેમ અને દુઃખ કરતાં જેમ સુખ મનુષ્યને વધારે પ્રિય છે તેવી જ રીતે દુર્ગુણો કરતાં આધ્યાત્મિકતા મનુષ્યોને વધારે પ્રિય લાગે છે. ટુંકમાં, માણસ ખરા સુખનો સ્વાદ ચાખે છે એટલે દુર્ગુણ પ્રત્યેનો એનો તમામ રસ ઉડી જાય છે.

પણ તમે તો લાગણીઓને વિકૃત કરવાની વાત કરતા હતા ને !

તો પછી દારૂ પીવાની ટેવને કેવી રીતે વિકૃત કરી શકો છો ? મ્હેં પુછ્યું.

મ્હારી ઉપમાને બહુ ખેંચવામાં માલ નથી; એ રીત કેટલીક ક્રિયાઓને જ અને ખાસ કરીને તો લાગણીઓને જ લાગુ પડે છે. પ્રેમ ને લાગણીઓ પ્રત્યે દુનિયા તો આજ ધિક્કારની દ્રષ્ટિએ જુવે છે પણ તેમાં દુનિયા જ ભૂલે છે. લાગણીઓ ગમે એવી હોય પણ તેને વિકૃત કરી શકાય, તેની દીશા બદલી શકાય માટે જ લાગણીઓ હોવી એ ખોટું નથી જેમનામાં લાગણીઓ નથી તેઓ 'સ્વર્ગથી' પણ વેગળા સમજવા અને તેથી જ કેટલાક કહેવાતા લાગણીશૂન્ય આધ્યાત્મિક સ્ત્રીપુરૂષો કરતાં મુદ્રિકા આધ્યાત્મિક માર્ગે ઝટ વળી શકે એમ છે. નિષેધાત્મક સદ્દગુણો સદ્દગુણો નથી; શું પત્થર–પાષાણને સદ્દગુણો હોય છે ?

સાચી વાત છે, ત્યારે કહેશો, યોગેન્દ્રપ્રસાદ, કે આપ મુદ્રિકાને કઇ રીતે સુધારવા માગો છો ? મ્હે પુછ્યું. મારી ક્રિયા ઉપરથી નીચે આવવાની છે; હું એને એમ કહેતો નથી કે 'તારૂં દુરાચરણ છોડી દે, પછીજ હું ત્હને આધ્યાત્મિક બનવાનો માર્ગ દર્શાવીશ,' હું એને આધ્યાત્મિક બનવાનો માર્ગ દર્શાવું છું કે જેથી એના દુર્ગુણો આપોઆપ ખરી પડે—મહર્ષિએ પ્રશાંત પણે જવાબ આપ્યો.

વાહ ! આપની વાતો સાંભળવી મુકી જવું ગમતું તો નથી જ પણ વખત થઇ ગયો છે એટલે હવે હું રજા લઇશ. મહર્ષિજી કોઇકિ વાર ફરીથી આપણે એ વિષય ચર્ચીશું—પ્રશંસા કરતાં મ્હેં કહ્યું અને હું ઉઠવા જતો હતો ત્યાં એ બોલી ઉઠયા પણ હવે હું અહીંથી જવાનો છું એટલે આપણે ભાગ્યે જ લાંબો વખત મળી શકીશું છતાં મુદ્રિકા અને તમારા વચ્ચે ઠીક પરિચય થતો જાય છે એટલે એ જ તમને પોતાની કથા કહી સંભળાવશે.

જેવી આપની આજ્ઞા—નમસ્કાર કરી મ્હેં રજા લીધી.

મુદ્રિકાનો જન્મ એક સાધારણ સ્થિતિવાળા કુટુંબમાં થયો હતો. એના માત પિતા એક હિંદુ સંપ્રદાયનાં ધર્મચુસ્ત અનુયાયી હતાં અને સ્વભાવે બહુજ સાંકળા મનવાળાં હોવાથી મુદ્રિકા પર ધર્મનું જોઇએ એટલું દબાણ થતું. મુદ્રિકા સ્વતંત્ર વિચારની અને કલ્પના ભૂમિમાં ઉડનારી હોવાને લઈને ધર્મના એવા સાંકડા વિચાર એને રૂચતા નહિ; જેને પરિણામે એ ધર્મના નામને ધિક્કારવા લાગી. મુદ્રિકા કોઈ દેવ દેવીની ઉપાસિકા હોવાને બદલે કળા અને સુંદરતાની પૂજક હતી. એનું આખું જીવન લલિત કલાના પૂજન અર્થે જ નિર્માણ થયું હોય એમ જણાતું. એની વાણીમાં મીઠાશ હતી; એની ચાલમાં ડોલન હતું. એની આંખમાં અમી હતાં; અને મુખમાં સુવાસ હતી પણ કમભાગ્યે અઢાર વર્ષની ઉછળતી ઉમ્મરે તે એક નાલાયક યુવાનના હાથમાં સપડાઇ ગઈ. એકાદ બાળક થયા પછી તે યુવાન એને 'રઝળતી' મુકી ચાલ્યો ગયો. એજ એની કથાનું એક દારૂણ પ્રકરણ છે. જાણે જન્મથી જ દુષ્ટ અને વ્યભીચારિણી હોય એમ સમજી ઘરવાળાંઓએ તો એનું મ્હોં જોવાની પણ ના પાડી, ત્યાં પગ મુકવાનું સ્થાન તો હોયજ ક્યાં? દૈવ કોપ્યો તેનું સર્વ કોઈ કોપ્યું એમ મુદ્રિને માથે સંકટનો વર્ષાદ શરૂ થયો! એની કાકીએ એનાં માતપિતાને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં કાંઇ વળ્યું નહિ, એટલે કેટલાય દુઃખના દિવસો કાઢયા પછી એને આમ વેશ્યા થવાની ફરજ પડેલી.

પોતાની કાકી ગરીબ વિધવા હોવા છતાં સજ્જન હતી અને તેથી પોતાની ટુંકી પુંજીમાંથી પોતાની ભત્રીજીને મદદ કરવા તેણે ઇચ્છા દર્શાવી પણ મુદ્રિના ઉમદા સ્વભાવે તે મદદનો અસ્વીકાર કર્યો અને તે ભલી કાકીની શુભ ઇચ્છાના બદલામાં તેણે આગળ

ઉપર હજારગણો બદલો વાળી આપ્યો હતો. આખરે નસીબનાં નીર પલટાયાં અને મુદ્રિના સદ્‌ભાગ્યની ઉષા પ્રકટી ત્યાર પછીથી જ એ મહર્ષિના સબંધમાં આવી હતી.

એક દિવસ મુદ્રિકાને હું મળ્યો એમાં મ્હેં એમને પુછી જોયું કે 'તમને મહર્ષિ સાથે કેવી રીતે સબંધ થયો' મુદ્રિકા જવાબમાં નીચે પ્રમાણે બોલી ઉઠયાં.

હા ! એક દિવસ ' વીન્સેન્ટ રોડ'ને નાકે ટ્રામની વાટ જોતી હું ઉભી હતી, ત્યાં મ્હેં એમને આવતા દીઠા. મ્હને જોતાની સાથે એમણે જે સ્મિત કર્યું તે આજ સુધી પણ હું ભુલી શકતી નથી. એમની દૃષ્ટિએ મ્હને વશ કરી અને અમો મળ્યાં. મ્હને એમણે એક સન્નારીને છાજે એવું માન આપ્યું. અને મ્હારા જીવન સબંધે કેટલાક પ્રશ્નો પુછ્યા. પછી અમો બગીચામાં ફરવા ગયાં અને એમની વાણીની મીઠાશમાં હું લીન થઇ ગઇ. તત્ક્ષણ હું એમને ચાહવા લાગી અને એજ મ્હારા સર્વસ્વ હોય એમ હું અનુભવવા લાગી. એમણે મ્હને મ્હારૂં રહેઠાણ પુછ્યું અને થોડીક વારે ઉઠી મ્હારે ત્યાં આવવા ઇચ્છા દર્શાવી. મ્હને વિચિત્ર લાગ્યું પણ તે અરૂચતું નહતું, મ્હારા દિવાનખાનામાં મ્હારી સામે એક ખુરસી પર તેઓ બેઠા અને પોતાની રસભરી વાતોથી મ્હને મુગ્ધ કરવા લાગ્યા. રાત ઘણી વીતિ ગઇ અને આશરે એકાદ વાગ્યો હશે, એટલે ' ત્હમારે આશકો ઘણા છે પણ કોઇ મિત્ર નથી. લોકો હવે અહીં મઝાને ખાતર આવશે, નહિ વારૂ ? હું પણ અહીં મઝાને માટેજ આવ્યો છું પણ મ્હારી મઝા એમના જેવી નથી એ જ માત્ર ફરક. હું એક નિસંગી માણસ છું અને વાત કરવા લાયક કોઇ સુંદર તમારા જેવા સુંદર મિત્રને ચાહું છુ પણ તમારે તમારૂં ગુજરાન ચલાવવાનું હોય છે એટલે બીજા લોકની માફક વખત એટલે તમારે મન તો પૈસાજ.'

એટલું બોલી તેમણે એક દશ રૂપીઆની નોટ મ્હારા ટેબલ પર મુકી અને 'શ્રીમતી તમારાં અંગો રાત્રીનો મીઠો આરામ ભોગવે એ જ આ નોટનો મ્હોટામાં મ્હોટો બદલો' કહી તે જવા માટે ઉઠયા. હું આશ્ચર્યથી એમની સામું જોઈ રહી અને એમને મ્હેં કહ્યું કે એ રૂપીઆ હું લઇ શકીશ જ નહિ પણ કયમે કરી તેમણે માન્યું નહિ. પછી તેમણે મ્હારો હાથ પોતાના હાથમાં લીધો અને પોતાના બીજા હાથવડે તેને પંપાળ્યો—જાણે મ્હને સમજાવતા હોય એમ. ઉપરાંત તેમણે ઉમેર્યું કે જો આ નોટ નહિજ લ્યો તો મ્હને તમે ભયંકર સ્થિતિમાં મુકશો. 'ગમે તેમ પણ એ હું લઇ શકું એમ છું જ નહિ' મ્હેં જવાબમાં કહ્યું પણ એથી એ નાઉમેદ થયા હોય એમ મ્હને લાગ્યું એટલે આખરે મ્હેં નમતું આપ્યું. ત્યારે જ સુખની રેખાઓ હું એમના વદન પર નીહાળી શકી. હા, વિચારતો કરો કે એમણે મ્હને પોતાને ત્યાં બીજે દિવસે 'લંચ' લેવા પણ બોલાવી. કેવા પ્રેમાળ પુરૂષ ! કેવા ભલા માણસ! એ કેમ જતા રહ્યા ? શું કદી પણ પાછા નહિ આવે ?

'હું ધારૂં છું કે એ જરૂર પાછા આવશે' મ્હેં ખાત્રી આપતાં એમને કહ્યું અને એમને પોતાની કથા આગળ ચલાવવા વિનવ્યું.

તે પછી તો એમનાં કેટલાંય અદ્ભુત મ્હેં જોયાં–અનુસંધાનમાં તેમણે શરૂ કર્યું–ખરૂં કહું તો હું એમની સાથે પ્રેમમાં પડી; પણ હું ધારૂં છું કે તમે અમને નહિ સમજી શકો. મ્હારે એમની પાસેથી કશુંય મેળવવાની આશા નહતી. એમનેય મ્હારી પાસેથી કશું મેળવવાની જીજ્ઞાસા ન હતી. અલબત હું સમજું છું કે હું એક લાગણી પ્રાધાન્ય સ્ત્રી છું. મ્હારામાં દેહ વાસનાય ઘણી છે પણ એવા પ્રકારનો પ્રેમ અમારા વચ્ચે નહતો. જો કદાચ એમનો હાથ પંપાળવાની તક મળતી કે એમના વાળપર હાથ ફેરવવાનો પ્રસંગ મળતો તો હું રાજી રાજી થઇ જતી.

એમની પાસે બેસી એમની મધુર વાણી સાંભળવી એ તો મ્હારે મન સ્વર્ગમાં ડોકીયાં કરવાં જેવું હતું; અગર ' તુજ વાણી સદા સુણતી જ રહું, ઝરતાં ફુલ એ વીણતીજ રહું' એના જેવું હતું. હવે તો એ ગયા પણ એ મ્હને એક એવી વસ્તુ આપી ગયા છે કે જે કોઈ પણ પાછી લઇ શકવાને સામર્થ્યવાન નથી. વળી મ્હને મ્હારા વિષયી જીવનમાંથી ઉન્નત કરનાર અને મ્હારામાં સ્વમાન રોપનાર પણ એ જ !

હું ધારૂં છું કે તમને તમારો ધંધો છોડી દેવા એમણે કહ્યું જ નથી—મ્હેં કહ્યું.

હા અને એ જ અજબ વાત છે. તેઓ મ્હારી આગળ એવી એવી વાતો કરતા કે જેને અંગે મ્હેંજ તે પંથ મ્હારી મેળે ત્યજી દીધો. પણ હું એક સાધ્વી બની ચુકી છું એમ ન માનશો. હું ઠગણી નથી; પ્રેમને ખાતર હજુ પણ એ મઝા ભોગવું પણ પૈસાને ખાતર—ના કદી પણ પૈસાને ખાતર મ્હારૂં શરીર હવે હું વેચનાર નથી. તેઓ કહેતા હતા કે પ્રેમ સર્વ વસ્તુઓને વિશુદ્ધ કરે છે અને એકવાર જીવનમાં શુદ્ધ પ્રેમની જ્યોત પ્રદિપ્ત થાય છે પછી મનુષ્યને વિષયની ઇચ્છા જ રહેતી નથી. વળી તેઓ ' સમારીઆની સ્ત્રી અને જીસસ ' ની વાત કરતા. આ બાઇ પોતાના પાંચે ધણીનો ત્યાગ કરી કોઇ પરપુરૂષ સાથે રહેતી હતી અને તેઓ કહેતા કે જીસસ આ બાઈને સુંદર આધ્યાત્મિક સુત્રો શિખવતા અને તે બાઇ તે પુરૂષને ચાહતી હોવાને લઇને જીસસે તેને તે પુરૂષનો પરિત્યાગ કરવા કદી પણ કહ્યું નહતું. પછી જે પુરૂષે મ્હને ફંદામાં ફસાવી હતી તેના પ્રત્યે ક્ષમાનો હાથ લંબાવવા તેમણે મ્હને કહ્યું. આખો વખત એના તરફ તિરસ્કાર વર્ષાવ્યા કરવો એ બાલક જેવું વર્તન છે એટલું જ નહિ પણ પોતાને પણ નુકશાન કરનારૂં છે. અલબત

એ એમ તો કહેતા જ હતા કે તે પુરૂષ મ્હને કદી પણ ચાહતો જ ન હતો કારણ કે જો તેના દિલમાં મ્હારે માટે સ્નેહ હોત તો તે પોતાના સ્વાર્થ આગળ મ્હને આમ રવળતી મુકી ચાલ્યો ગયો જ નહત. મ્હારે તો એની દયા ખાવી જોઈએ કેમકે એક દિવસ એ બીચારાને આ બધાનો બદલો આપવો પડશે. કુદરત દરેકને પોતાનાં કર્મો પ્રમાણે ઇન્સાફ આપે છે અને કવિ કહે છે તેમ 'નહિ ત્યાં તું ફાવે કુદરત ન અન્યાય કરશે, તહીં મુંગે મ્હોંએ જગત સઘળું દંડ ભરશે.' હું ખરૂં જ કહું છું કે જ્યારથી મ્હેં એને ધિક્કારવું બંધ કર્યું છે ત્યારથી હું બદલાઇ ગઇ છું-મ્હારાં માતપિતા માટે પણ હવે મ્હને રોષ નથી અને હું સર્વ રીતે સુખી હોઉં એમ મ્હને જણાય છે, જાણે હવે તો કદી ગુસ્સો કે રોષ કરૂંજ નહિ! ખરેખર બીજાઓને ધિઃક્કારવાં અને તેમના તરફ તિરસ્કારનાં બાણ ફેંકવા એ કોઇ પણ રીતે ઇષ્ટ નથી......આહા! મહર્ષિ કેવા અજબ માણસ હતા?

પણ તમે તમારૂં એ જીવન કેવી રીતે તજી શક્યાં-મ્હેં પુછ્યું 'શું તમે નથી જાણતા?' તેમણે બાલક જેવા આશ્ચર્યથી જવાબ વાળ્યો અને એમણે તમને એ વિષે કશુંય કહ્યું નથી?' ઉમેરતાં તે બોલ્યાં.

ના જી, હું કશું જ નથી જાણતો-મ્હેં પ્રત્યુત્તરમાં કહ્યું.

શું તમે એટલુંય નથી જાણતા કે જતા પહેલાં એ મ્હને જીંદગી સુધી વર્ષ દિવસે પાંચસો રૂપીઆ આપવાનું નક્કી કરી ગયા છે?

ના, તેમણે મ્હને એ વિષે જરાય વાત નથી કરી-મ્હેં અચંબા સહિત કહ્યું.

'એજ એમની વિશેષતા છે; બધાંને પોતાના આભાર તળે આણે છે પણ કોઇને કદી તે સંબંધી કહેતાજ નથી-ઉત્સાહથી એ બોલી ઉઠયાં.

એમના વિષે કાંઇ બીજું કહેવા જેવું હોય તે કહો-મ્હેં આગ્રહથી એમને વિનવ્યું.

ઘડીક તો તેમણે નીચું જ જોઇ રાખ્યું અને પછી તેમણે શરૂ કર્યું; ' મ્હને વાર્તાઓ કહેતાં તો નથી આવડતું છતાં ગમે તેમ પણ એમના વિષે તો કોઇક વેળા હું આખો દિવસ વાતો કર્યા કરૂં છું. અહા ! તે કેવા સુંદર દિવસો પસાર થઇ જાય છે ! પણ બળ્યું. રોજ કાંઇ એવે જ આનંદ નથી અનુભવાતો. કદી કદી પાપનો કીડો ચટક્યા કરે છે અને મરી ગયા પછી શું થશે તેનાજ વિચારો મનને મુંઝવ્યા કરે છે. પણ મ્હારામાં ઘણી ઇષ્ટ વસ્તુઓ છે અને તેથી આ મ્હારી નિર્બળતા આખર સરવાળે બહુ વિસાતની નથી એમ કહી એ મ્હને રીઝવતા. વળી એ તો એવું પણ કહેતા કે મ્હેં જે વર્તન કર્યું હતું તેનાથી વધારે નાલાયક વર્તન બીજાં ઘણુંય છે અને લોકો તેને જરાય ખરાબ લેખતા નથી. કોઈ માણસ માત્ર પૈસા જ મેળવવાને માટે પોતાની બુદ્ધિ વેચે તે મ્હારા કરતાં વધારે ખરાબ છે એમ એ કહેતા. કારણ કે મ્હારૂં શરીર જો કે હું વેચતી છતાં મ્હારૂં મન અને મ્હારી બુદ્ધિ કે જે શરીરથી ઘણી રીતે વધારે પવિત્ર છે તે વેચતી નહિ. જ્યારે હજારો માણસો શરીરને સાચવી મન અને બુદ્ધિનાં વેચાણ કરતાં અને લોકો તેમાં જરાય વાંધો જોતા નહિ. સ્મિત કરી જ્યારે એ કહેતા કે 'ફીકર મા કરીશ દીકરી; પતંગીયું જેમ પોતાના કોટલામાંથી બહાર આવે છે તેમ તું પણ આ જીવનમાંથી એટલીજ સહેલાઇથી બહાર આવી શકીશ; ત્યારે હાશ ! મ્હને શો આનંદ થતો. અને બન્યું પણ તેવું જ. એક દિવસ મ્હને જ વિચાર થયો કે આ ખાણીપીણી અને સંગીત તમાશા તજી એક ચાલીમાં કેમ ન રહું અને સીવણ ગુંથણ કરી મ્હારા દિવસ કેમ પસાર ન કરૂં ! તરત જ સદ્ભાગ્ય મ્હારાં ઉઘડયાં અને ઓ પ્રભુ ! અનીતિના મ્હારા રસ્તાને મ્હેં નવગજના નમસ્કાર કર્યા. !

એમ; અને પછી ?—મ્હેં આનંદમાં આવી પુછ્યું. પછી ?

પછી મ્હેં મ્હારી વિધવા કાકી અને તેનાં બચ્ચાંનો ખ્યાલ કર્યો. પછી કમનસીબે એ દિવસ ઉગ્યો કે જ્યારે એમણે પરદેશ જવાનો પોતાનો વિચાર જણાવ્યો. કોઇ પણ માણસ મ્હારી પાસેથી જાય એ હું સહન કરી શકતી નથી; પછી એમને તો હું શી રીતે જતા જોઈ શકું ? પણ એ મ્હને વારંવાર આશ્વાસન આપતા અને કહેતા કે જો કે એમનું શરીર હું જોઈ શકું નહિ છતાં એ મ્હને જોઈતી સુચનાઓ આપ્યા કરશે. એટલું કહીને એતો ગયા! હાય ! મ્હારા દીલની દયા ખાઇ એ મ્હને મળવાય ન આવ્યા. પણ મ્હને સુંદર સુંદર કાગળો લખે છે અને મ્હારે માટે એક સોનાનો સ્વસ્તિક પણ ભેટ મોકલાવ્યો છે. અલબત એ ગયા ત્યારે હું પેટ ભરીને રડી પણ જો કદાચ વિદાયનું એક છેલ્લું ચુંબન આપવા આવ્યા હોત અને રડી હોત તેટલું તો નહિ જ.

અને હજુય એ તમને લખે છે ખરા ? મ્હેં પુછ્યું.

હાસ્તો ! ઘણીય વાર લખે છે. મ્હારા કહ્યા શિવાય પણ મ્હારા જીવનની બધીય બાબતો એતો જાણતા લાગે છે. ઘણી વેળા તો જાણે મ્હારા 'રૂમ'માંજ મ્હારી પાસે બેઠા હોય એવું એવું ભાસે છે. જ્યારે જ્યારે એમની મ્હને અતિશય જરૂર જણાય છે ત્યારે એ હાજર જ હોય છે !............પ્રભુ ! સદા એમનું કલ્યાણ કરજો !

\+ + +

અમારી વાતનો અંત આવ્યો અને મ્હેં ઘેર જવા રજા લીધી. આવી કેટલીય મુદ્રિકાઓ જગતમાં હશે એના ને એના જ વિચારમાં હું ચાલ્યો અને કહેવાતા સાધુઓ કરતાં કહેવાતા પાપીઓ પ્રભુની વધારે નજદીક છે એ સુત્ર મ્હને કદી પણ ન સમજાયું હોય એમ આજ સમજાવા લાગ્યું !

(૫) સ્ત્રીઓના આત્મવિકાસ માટે, તેમની કેળવણી માટે તથા સેવાનાં ચોકસ કાર્યો માટે સ્ત્રી વર્ગને એકત્ર કરવો.

ઉપલા ઉદ્દેશો સાથે સહાનુભૂતિ ધરાવનાર કોઇ પણ બ્હેન આ મંડળની સભાસદ થઇ શકે છે, તથા આવાજ ઉદ્દેશો વાળાં સ્ત્રીમંડળો આ મંડળમાં જોડાઇ એકત્ર થઈ શકે છે. સભાસદને વાર્ષિક બાર આના ફી આપવા ભલામણ છે. આ નિયમ કોઇ પણ રીતે ફરજીયાત નથી. વધુ વિગત માટે લખો.

| | |
|---|---|
| **મીસીસ હીરાંબાઈ તાતા.** બ્લેવેટસ્કી લોજ ૭૨ એપોલોસ્ટ્રીટ, કોટ મુંબઇ. | સેક્રેટરી વુમન્સ ઇન્ડીયન એસોસીએશન **અડીયાર. મદ્રાસ.** |

## આ લેખકનાં બીજાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| શિષ્યપદ. | ૦—૨—૦ | વહેવારિક થીઓસોફી | ૦—૧૨—૦ |
| જ્ઞાનગંગા. | ૦—૮—૦ | ગુરૂદેવનું કાર્ય | ૦—૨—૦ |
| પુનર્જન્મ પર પ્રકાશ | ૦—૧૨—૦ | | |

### હવે પછીથી બહાર પડશે.

આધ્યાત્મિક જીવન, ભગવાન બુદ્ધનો અષ્ઠાંગ માર્ગ, ક્રાઇસ્ટ અને બુદ્ધ વિ. વિ.

મળવાનું ઠેકાણું:-

**બ્લેવેટસ્કી લોજ**

થીઓસોફીકલ સોસાયટી, ૭૨ એપોલોસ્ટ્રીટ, કોટ **મુંબઈ.**

લેખક—હીરાલાલ છોટાલાલ બક્ષી, પ્રકાશક—નાંદોદ બ્રાંચ—વુમન્સ ઇન્ડીયન્સ એસોસીએશન તરફથી ચંદનબ્હેન છગનલાલ બક્ષીએ નાંદોદમાં પ્રગટ કર્યું.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦ સને ૧૯૨૫. સંવત ૧૯૮૧.

# પ્રભુ ! હું શું માગું છું !

પ્રભુ ! હું માગું છું સમાજ એવી, અન્યની ઉણપતા અંધકારમાં દાટી દઇ મનુષ્યો પરસ્પરના દિવ્ય ચેતનને ચુંબતા હોય જ્યાં, ને સ્નેહ ઘેલાં માનવજીવન બંધુત્વના ઐકયરસે પરસ્પરને આલિંગી સંસારને સ્વર્ગસમુ સ્હોહ-વતાં હોય જ્યાં !

હું માગું છું સમાજ એવી, વિદ્યુત શા ચેતન ભર્યાં બાલક, આશા ભર્યા યુવાન ને પુણ્યવંતા પુરૂષો વસતા હોય જ્યાં, ને ફુલસમી સુકુમાર, સુંદર ને સુવાસ ભરી સુંદરીઓનાં સ્નેહાળ સામ્રાજ્યના યશધ્વજ ઠામ-ઠામ ફરકતા હોય જ્યાં !

ના, હું માગું છું--વળી વળીને માગું છું સમાજ એવી, સેવા અને સુંદરતાના જીવનમંત્રો મનુષ્યો જ્યાં જીવી બતાવતા હોય, ને આત્મભાવ પ્રકટાવી સ્ત્રી પુરૂષો નિજ જન્મભૂમીને દેવભૂમી સમ દિપાવતા હોય જ્યાં !